ૐ

# દ્વિતીય તપોધન બ્રાહ્મણ મહિલા પરિષદ્

## ગંગાસ્વરૂપ બહેન કમળાલક્ષ્મી,

રા. પ્રહલાદજીભાઇ સેવકરામનાં પુત્રીનું

## વ્યાખ્યાન

# ગૃહિણી કર્તવ્ય.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**પ્રહલાદજીભાઈ સેવકરામ,**

મુ. સિદ્ધપુર.

અમદાવાદ

શ્રી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં, શા. સોમાલાલ મગળદાસે છાપ્યું.

સંવત ૧૯૭૦. સને ૧૯૧૪.

પ્રથમાવૃત્તિ પ્રત ૫૦૦

વિના મૂલ્ય.

પાટણ, તા. ૧૯-૫-૧૯૧૪.

ॐ श्री

# ગૃહિણી કર્ત્તવ્ય.



**सर्ग स्थिति प्रलय हेतु मचिंत्यशक्तिं**
**विश्वेश्वरं विदित विश्व मनंत मूर्तिम् ॥**
**निर्मुक्त बंधन मपार सुखाबु राशि**
**श्रीवल्लभं विमल बोध घनं नमामि ॥ १ ॥**

માન્યવંતા પ્રમુખ સાહેબ અને મારી આર્ય ભગિનીઓ અને બંધુઓ—

આજે આપણી આ તૃતીય કોન્ફરન્સ પ્રસંગે આપ સર્વેને હાજર થયેલા જોઇ તથા મારી આર્ય બેહેનોને સારી સંખ્યામાં જોઇ હું અત્યંત હર્ષિત થઇ છું અને તે હર્ષ પ્રદર્શીત કરવા સારૂ મારી અલ્પમતિ પ્રમાણે ગૃહિણી કર્ત્તવ્ય એ નામનો ગહન વિષય આપની સમક્ષ બોલવા પ્રવિત્તકરી છે.

બહેનો ગૃહિણી કર્તવ્ય એટલે સંસારમાં સ્ત્રીઓની શું ફરજ છે. તેમણે પુત્રિ તરીકે જીવન ગાળ્યા પછી પત્ની અને માતા તરીકેની પોતાની શું જવાબદારી છે તે વિષે કહેવામાં આવશે. પરણેલી સ્ત્રીઓને ગૃહિણી કહે છે તેતો સર્વ કોઇના જાણવામાં છે ને તેના વડે ઘર બંધાય છે, જેના ઉપર આખા ઘરનો આધાર છે, ને જેના વિના ઘર ભાગ્યુ એમ ગણાય છે તેજ ગૃહિણીને મનુ મહારાજે કહ્યું છે કે

**यथा वायु समाश्रित्य वर्त्तंनो सर्व जन्तवः**
**तथा गृहस्थ माश्रित्य वर्त्तनो सर्व आश्रया ॥**

સંસારમા ચાર આશ્રમોમા ગૃહસ્થાશ્રમ એ સૌથી મુખ્ય છે અને તેજ આશ્રમાં પુરૂષ અને સ્ત્રી બન્નેની જરૂર હોવાથીજ, તેનું નામ ગૃહસ્થાશ્રમ અપાયું છે, ગૃહસ્થ એટલે ઘરમાં વસનાર અને આશ્રમ એટલે તેને માટેની શાંતિ, તો પુરૂષનો આશ્રમ એ સ્ત્રી છે, તેનુ પ્રમાણ મનુ સ્મૃતિ

**न गृहं गृह मित्याहु गृहिणी गृह मुच्यते**
**गृहं तु गृहिणी हिन मरण्य सद्दश मतम् ॥**

તે સત્યજ છે કે ચુના માટીનું ઘર તે ઘર નહિ પણ ગૃહિણી તેજ ઘર અને સ્ત્રી વિનાનું ઘર તે અરણ્ય જેવું છે.

મનુએ કહ્યું છે કે કન્યાનું પાલન કરવું અને પ્રયત્નપૂર્વક શિક્ષણ આપીને વિદ્વાન વરની સાથે પરણાવવી પરંતુ બહુજ દીલગીરીની વાત છે કે, બાળલગ્ન વિગેરે કેટલાક સામાજીક કુચાલ ચાલતા હોવાથી આપણે આપણું

કર્તવ્ય કરી ન શકતા કેવળ પ્રત્યવાયના ભોગી થઇએ છીએ. કન્યાઓને સુશિક્ષીત કરવાનું તો દુર રહ્યુ પણ તેમને સાધારણ બાહ્ય જ્ઞાન થાય તે પહેલાં તો તે પરણીને સાસરે જતિ હોવાથી, તેમના શિક્ષણનો માર્ગ જ બંધ થઇ જાય છે, અને તેથી શિક્ષણ નહિ મળ્યાને લીધે નારી જાતિની અવસ્થા દિનપરદીન શોચનીય અને અણગમતી થતી જાય છે. હાલ આપણી સ્વદેશી સ્ત્રીઓ કોઇ ઠેકાણે દાસીના જેવી તો કોઇ ઠેકાણે રમતગમતની પુતળી ના જેવી દશામાં દહાડા કહાડે છે.

ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી જ સર્વ વાતની કર્ત્તા હર્તા અને અધીકારી છે ઘરરૂપ રાજ્યની રાણી સ્ત્રી જ છે પરંતુ કેવી પરિતાપની વાત છે કે, શિક્ષણ ની ખોટને લીધે આપણે આપણા અધીકાર વિનાનાં અને રાજ્યથી પદભ્રષ્ટ થઇને અનાદરની સાથે મેલાતાં રહીએ છીએ.

બેહેનો કન્યા જ્યારે ૬ થી ૭ સાત વર્ષની થાય છે ત્યારે જ તેના જ્ઞાનતંતુ ખીલી નીકળે છે અને જાણવા માટે તત્પર બને છે. તે સમયથી લેઈ પરિપક્વ બુદ્ધિ વર્ષ ૧૪ ચૌદથી ૧૬ સોળ સુધીમા થાય છે. અને ત્યારે જ તે ગૃહિણી તરીકેના ધર્મ પરિપૂર્ણ રીતે સમજેછે. તેમજ સ્ત્રી તથા પુરૂષ સંસારમા શરીરથી તથા કામમાં પણ જુદાં જુદાં જ કામો માટે પ્રભુ ઇચ્છાથી નિર્માણ કરેલાં છે. પુરૂષને અપાતી કેળવણી સ્ત્રીઓને તેવાજ વિષયોથી આપવામાં આવે તો, તે સ્ત્રીઓને બીલકુલ લાયક થઇ પડતી નથી, કારણ કે બન્ને જો એક જ કામમા ગુંથાય તો, સ્ત્રીઓ માટેનાં નિર્માણ કરેલા કામોમા ઘણી જ અગવડો પડે છે.

વિશેષ કરીને સ્ત્રીઓને ગૃહશિક્ષણ તો અવશ્ય હોવું જોઇએ, અને ગૃહશિક્ષણના ભાવાર્થમાં ગૃહ એટલે સ્ત્રી જ થાય છે. ઘર એ લક્ષ્મીના નિવાસનુ સ્થાન, ધન રત્નોનો આધાર અને ગૃહિણી એ ઘરની લક્ષ્મી સ્વરૂપ છે. ઘરને ધન અને જનથી પરિપૂર્ણ કરવુ, સંસારની જે જે જરૂરીયાતો હોય તે પૂરી પાડવી ઘરની દરેક ચીજ બરાબર સાફ સ્વચ્છ અને જ્યાં ઘટે ત્યા ગોઠવીને રાખવી, એ ગૃહિણીનું કર્ત્તવ્યકર્મ છે. તે ધનની રક્ષક અને ખરચ તથા સંગ્રહનું મુળ છે. લક્ષ્મીચરિત્ર નામના ગ્રંથમાં લખ્યું છે કે—

એક દિવસ નારાયણે લક્ષ્મીને પુછ્યું હતું કે તમે કેવી ગૃહિણીના ઘરમાં વાસ કરો છો તેના ઉત્તરમાં લક્ષ્મીએ જે કહ્યુ હતું તે ધ્યાન દેઇને સાભળ્યાથી સમજી શકાશે. જે ઘરની અંદર ગૃહિણીઓના કાર્યનું ભારેપણું અને દાયિત્વ એટલે ફરજ અથવા જોખમ કેટલું બધુ છે તથા તેમણે કેવા ગુણવાન થવાની જરૂર છે. લક્ષ્મીનું તે કહેવુ એવું હતું કે, "ઉત્તમ રૂપે વિભુષિત પતિવ્રતા, પ્રિયવાદિની (પ્રિય લાગે તેવાં વચન બોલનારી) કર-

કસરથી ખર્ચ કરનારી દ્રવ્યનો સંગ્રહ કરવામાં પ્રયત્નવાળી, દેવતાઓની પુજા કરવામાં જે સદા તત્પર, ઇન્દ્રિઓને જેણે વશ કરી હોય તેવી, ક્લેશ કંકાસના અણગમાવાળી, અતિશય લોભ વિનાની. ધર્મ કર્મમા જેનું મન ખરેખરૂ લાગેલું હોય તેવી અને દયાવાન નારીમાં હું વાસ કરૂ છુ."

બીજે એક સ્થળે લખ્યુ છે કે "એક માત્ર શુદ્ધ સ્વરૂપવાળી આદિ પ્રકૃતિ, વૈકુંઠમાં મહાલક્ષ્મી, સ્વર્ગમાં સ્વર્ગલક્ષ્મી, મૃત્યુલોકમા અને પાતાળમાં રાજ્યલક્ષ્મી, કુળમા કુળલક્ષ્મી, અને ગૃહસ્થનાં ઘરમાં ગૃહલક્ષ્મી ઇત્યાદિ જુદા જુદા નામ ધારણ કરીને રહે છે." એવી રીતે ત્રીભુવનમાં પુજાતી મહાલક્ષ્મી "ગૃહલક્ષ્મી" નામધારણ કરીને આપણી ગૃહિણીઓના શરીરમાં નિવાસ કરીને રહે છે.

બહેનો કેટલીક બહેનોની માન્યતા એવી છે કે આપણા શાસ્ત્રોમા સ્ત્રીઓને વૈદીક કર્મોનો અધીકાર નથી એમ માની પોતે તેવા કર્મોથી દૂર રહે છે. હવે આપણા આર્ય શાસ્ત્રોમા સૌથી પ્રાચિન પુસ્તક તે ઋગ્વેદસંહીતા છે. એમ મારા સમજવામા આવે છે, આર્યસંસારમાં સ્ત્રીને અધીકાર વિનાની કે એક ગુલામડી તરીકે માનવામાં આવે છે એવો જે આક્ષેપ મુકાય છે તેના પ્રત્યુત્તરમા કહેવાનું કે સ્ત્રીને એક દેવી તરીકે આર્યસંસારમાં માનવામાં આવે છે. પરમાત્મા સંબંધી ઋષિઓની પ્રાચિનમાં પ્રાચિનભાવના તે પુરૂષરૂપે નહિ પણ સ્ત્રી રૂપે જ પ્રત્યક્ષ થએલી છે. अदिति શબ્દ ઉપરથી आदित्ति શબ્દ થયેલો છે તેથી વરૂણ વિગેરે આદિત્યો કરતા પણ એની પૂજા જુની હોવી જોઇએ એમ સહજ અનુમાન થઇ શકે છે, વળી સ્ત્રીની મૂર્તિ કેવી મનોહર લાગતી હશે તે ઉષાના વર્ણનમાં શબ્દે શબ્દ જણાઇ આવે છે. સ્ત્રી અને પુરૂષ યજ્ઞમાં સાથે ભાગ લેતાં, સ્ત્રી અને પુરૂષ બન્ને એકઠા ઘરના માલીક દમ્પતીઃ ગણાતાં ને जायेदस्तंमघवन्सेदुयोनिः હે ઇંદ્ર સ્ત્રી એજ ઘર છે એજ સર્વનું કારણ છે.

વળી દશમા મંડળમાં લગ્નસંબંધી જે સૂક્ત છે અને જેમાં તે વખતનાં પતિપત્નીના સંબંધ વિષેના વિચારો એકત્રિત થઇ ગોઠવાયા છે. તેમા વહુને આશિર્વાદ દીધો છે.

**सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भवा ।**
**ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञ्येधिदे वृषु ॥**

સસરા ઉપર તું મહારાણી પદ મેળવ, સાસુ ઉપર મેળવ, નણંદ ઉપર મેળવ અને દીયેરો ઉપર મેળવ, પતિપત્નીના સ્નેહની ભાવના કેવી ઉંચી હશે તે સમજવા માટે વેદમાં પુષ્કળ વચનો છે.

પ્રજાપતિ પરમાત્માને એકલા ગમ્યુ નહિ અને તેથી એને બીજાની ઇચ્છા થઇ એ સ્ત્રી અને પુરૂષ મળીને આખુ સ્વરૂપ થાય છે તે પોને હતા

પછી તેમણે પોતાના સમગ્ર સ્વરૂપના બે ભાગ પાડયા પત્ પડ્યુ તેથી એક ભાગ પતિ અને બીજો ભાગ પત્ની કહેવાય છે. તેથી વિવાહ પૂર્વે પુરૂષ તે પોતાના ખરા સ્વરૂપનું માત્ર અડધીયું જ છે.

આ આકાશ કહેતાં શૂન્યકાર અર્થાત્ સ્ત્રી વિનાનો પુરૂષ અગર તો આ સમસ્ત વિશ્વ તે સ્ત્રી થકીજ પૂરાય છે. અન્યત્ર ડાબી અને જમણી આંખમાં પ્રકટ થતા ચૈતન્યમા સ્ત્રી અને પુરૂષની કલ્પના કરી છે અને એ સ્ત્રી અને પુરૂષ મળી જે હૃદયાકાશ ઉત્પન્ન થાય છે એમ કહ્યું છે. આમ વ્યક્તિનું હૃદય જેમ સ્ત્રી અને પુરૂષ બે મળીને થયુ છે, તેમ વિશ્વનુ હૃદય પણ સ્ત્રી અને પુરૂષ મળીનેજ થયુ છે. આનેજ શાસ્ત્રો ઇંદ્ર અને ઇંદ્રાણિ એવાં નામ આપે છે. એમ ઉપનીષદો જણાવે છે.

બહેનો આ વિગેરે પુષ્કળ વચનો છે પરંતુ વિષયાંતર થઇ જવાને લીધે આપણી ગૃહિણીઓનું શું કર્ત્તવ્ય છે તે જણાવીશ.

## " સમય અને શ્રમ. "

સમયનો સદ્વ્યવહાર એટલે વખતનો સારો ઉપયોગ કરવો તે તથા પરિશ્રમની આવશ્યકતા એટલે ઉદ્યોગ અને મહેનત કરવાની જરૂર, મનુષ્યના સુખદુઃખ ઉન્નતિ એટલે આબાદી અવનતી એટલે પડતી દશા અને શિક્ષણ એટલે કેળવણી ઇત્યાદી સર્વ સમય અને શ્રમના ઉપર આધાર રાખે છે, સમયનો યથાર્થ જેવો ઘટે તેવો ઉપયોગ કરવાનું નહિ જાણ્યાથી તથા પરિશ્રમ-એટલે મહેનત અને ઉદ્યોગ વિનાના થઇ આળસુ બની ગયાથી સુખ અને ચઢતિ દશા થવાની આશા કદી પણ બળવાંન થઇ શકે નહિ.

સમય એટલે શું એ પ્રશ્નનો ખરખરો ઉત્તર આપવો અને વાસ્તવિક વિવેચન કરવું એ અતિશય કઠણ કામ છે. ટુંકામા એટલુંજ કહેવાનું કે જે ગૃહિણી દીવસને વખતે ઉંધે નહિ, જરા જેટલો સમય પણ નકામો ગુમાવે નહિ, પ્રયોજનીય એટલે ખરેખરી અગત્યના કામ માટે પરિશ્રમ કરવામા જે સમય ગાળવામાં આવે છે તેનેજ સમયનો સારો ઉપયોગ કરાયો એમ કહિ શકાય. પરંતુ મેં એવી અનેક ગૃહિણીઓ જોઇ છે કે જેઓ આખો દહાડો જરાપણ થાક ખાધા વિના-પરિશ્રમ કર્યા છતાં પણ દૈનિક એટલે દરરોજ કરવાનાં ઘરકામ બરાબર પુરાં કરી શકતી નથી. તેમજ વળી એવી પણ અનેક ગૃહિણીઓ છે કે જેઓ એકલીજ ઘરનાં એવાં સઘળાં નિત્ય કરવાનાં કામકાજ સારી રીતે બરાબર કરી રહી તે પાછી દરરોજ બે ત્રણ કલાક જેટલો વખત પુસ્તકો વિગેરે વાંચવામાં, તથા ભણવા ગણવામાં અથવા સીવવા ભરવામાં કે ચીત્ર કાઢવાં જેવા કારીગરીના અનેક કામમાં આવે તેવાં કામ કરવામાં કાઢતાં છતાં એ વિશ્રાંતિનું-એટલે આરામએશનુ સુખ

ભોગવી શકે છે. તે ઉપરાંત વળી બીજી ગૃહિણીઓના ઘરકામમાં સહાયતા કરે છે, અને કોઇ કોઇ વખતે તો જે કામકાજ પછીથી કરવા જેવું હોય તે પણ નવરાશના વખતે કરી રાખે છે.

આમ થવાના સંબંધમાં થોડોક વિચાર કરી જોવાથી સહજ સમજી શકાશે કે કામ કરવાની પ્રણાલી—એટલે રીતભાતનો તફાવત—ભિન્નતા એજ એવી રીતના તારતમ્યનું એટલે વધતું ઓછું કામ થવાનું કારણ છે. માટે કામકાજ કરવામાં સારા નિયમોની એટલે મુકરર કરી રાખેલી સુગમ અને અનુકુળ રીતભાતની તથા ઉત્તમ પ્રકારની ગોઠવણની જરૂર છે વહાણમા જેમ કર્ણધાર સુકાન પકડનાર છે તેવી રીતે ઘરમાં ગૃહિણી છે.

## ગૃહિણીનુ પતિ પ્રત્યે કર્ત્તવ્ય.

મનુએ કહ્યુ છે કે—

**संतुष्टो भार्य्यया भर्त्ता भर्त्रा भार्या तथेवच यस्मिन्नेव कुले-**
**नित्यं कल्याणं तत्र वैध्रुव ॥**

એટલે જે સ્ત્રીથી પતિ સંતોષ પામેલો છે અને સ્ત્રી પોતાના ભર્ત્તાથી સંતુષ્ટ છે તેનાજ કુળને વિષે નક્કી કલ્યાણ છે એમ મનુ મહારાજે કહેલું છે.

સ્ત્રી ઘરની ગૃહિણી તૃષ્ણામાં તૃપ્તિ આપનારી સુખાલાપથી એટલે સુખ ઉપજે એવી વાતચીતથી સંતોષ ઉપજાવનારી, મર્યાદાપાલનમાં એટલે અદબ અને લાજમર્યાદામા કુટુંબિની સેવામાં આજ્ઞાધારીણી—એટલે કહ્યાગરી વિષય-કર્મમા મંત્રીણી એટલે સંસારવ્યવહારનાં કામકાજમાં સલાહ આપનારી, સત્કર્મમાં સહકારિણી એટલે સારા કામ કરવામાં સાથી, વિપદ્ તરંગમાં તરણી એટલે વિપતિરૂપ સમુદ્રના મોજાની અંદર નાવ જેવી શોકવ્યથામાં સતાપહારીણી—એટલે દુખ શોકમાં ફિકર ચિંતા મટાડનારી શય્યામાં સ્વાસ્થ-રક્ષિણી—એટલે મંદવાડમાં આરોગ્યતુ સંરક્ષણ કરનારી, દેવગૃહે સુભાર્થિની એટલે પરમાત્માની સેવા પૂજાના કામમાં કલ્યાણની ઇચ્છા રાખનારી અને સમસ્ત જીવનના પાંથમાં સંગીની એટલે જન્મારા સુધીની ગોઠતી છે.

બહેનો મનુમહારાજે કહ્યું છે કે કન્યા જ્યાં સુધી પતિની મર્યાદા પાળવામાં અને પતિની સેવા કરવામાં અજાન હોય, જ્યાં સુધિ ધર્મશાસ્ત્રમાં આજ્ઞા કર્યા પ્રમાણે વર્તવાનું જાણે નહિ ત્યાં સુધિ પિતાએ તેનું સંપ્રદાન કરવુ નહિ—એટલે પરણાવવી નહિ. આ ઉપરથી સમજી શકાશે કે કન્યાનો વિવાહ કર્યાની પહેલાજ તેને પતિના પ્રત્યેની કર્ત્તવ્યતા સંબંધી શિક્ષા આપવી એ માતાપિતાનું અવશ્ય કર્ત્તવ્ય છે. પરંતુ ખેદની વાત છે કે આજકાલ બાળલગ્નને લીધે લગ્ન થયા પહેલાં કોઇ પણ પ્રકારની શિક્ષા આપણી બાળાઓને મળી શકતી નથી.

ગ્રહસ્થાશ્રમનો પ્રથમ પરિચય વિવાહ છે–પ્રેમનુ પ્રથમ જગત્ દામ્પત્ય પ્રણયમા એટલે પતિ પત્નીના પરસ્પરના પ્રત્યેની સ્નેહ મમતામા છે એ ઉપાયથી બે આત્મા બે હૃદય એક બની જઇને એક પુર્ણ મનુષ્ય પેદા થાય છે અને એજ જીવાત્માનો પ્રથમ યોગ છે તથા સ્વાર્થી મનુષ્યને નિ-સ્વાર્થી અથવા પરમાર્થી કરવાનો પ્રથમ અને મુખ્ય ઉપાય છે.

હરપાર્વતિ, રામસીતા, નળદમયંતિ અને સત્યવાન્સાવિત્રી વિગેરેનો દાંપત્ય–પ્રણયના ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. પાર્વતિએ પોતાના પિતા દક્ષ પ્રજા-પતિને મહોડેથી પતિની નિન્દા સાંભળીને પ્રાણ ત્યાગ કરીને, સીતાએ રાજ્ય-કુમારી અને રાજ્યરાણી છતાં પણ પતિની સાથે વનમા જઇને, દમયંતિએ પતિની સાથે વનવાશીની થઇને, અને સાવિત્રીએ સત્યવાન્નુ મડદુ છાતી ઉપર રાખીને જે અપુર્વ પહેલા કદી બનેલાં કે જોયેલા નહિ એવા ઉદાહરણો દેખાડયાં છે તે આ પાર્થિવ જગતમાં–ભમંડલ ઉપર અતુલનીય એટલે જેની બરાબરી બીજાથી થઇ શકે નહિ તેવા છે અને તેટલાજ માટે તેઓ માનવી છતાં પણ દેવીરૂપે પૂજાય છે–આજ પણ આપણા લોક સવારમાં ઉઠતી વખતે તથા દાતણ કરીને એવી દેવીતુલ્ય સતીઓનાં નામ લેઇને પોતાને પવિત્ર થયાં સમજે છે. અને બહેનો તમે પણ તેમાનાં એક બનો

પતિના પ્રત્યે પત્નીના કર્ત્તવ્ય કર્મના સંબંધમાં પ્રાચિન આર્યજનોનુ જે પ્રકારનું જ્ઞાન હતુ અને એ વિષયમાં તેઓ જેટલા ઉડા ઉતર્યા છે તેટલી કલ્પના સરખી કરવાને પણ પૃથ્વિપરની બીજી કોઇ પણ જાતિ સમર્થ થઇ નથી આર્યજનોના મતે પતિની પ્રિતિ એજ નારીજાતીનું સોભાગ્ય અને ઐશ્વર્ય છે. જે સ્ત્રી એવી પતિની પ્રિતિ વિનાની હોય તે પરમ દુર્ભાગીણી જાણવી તથા તેનું મુખ જોયાથી પણ અધમ થાય છે. એટલે બીજી રીતે કહીએ તો જે પતિની પ્રિતિ મેળવવાને સમર્થ થઇ હોય એટલે જેના ઉપર પતિની પૂર્ણ પ્રિતી હોય તે સ્ત્રી પરમ સૌભાગ્યવતિ સમજવી અને તે જેજે ઠેકાણે પગ મુકે તે તે ઠેકાણાની પૃથ્વિ પાપમુક્ત થાય છે એટલે ત્યાના પાપ સૌ ટળી જાય છે. વિષ્ણુ સંહિતા નામના ગ્રથમાં લખ્યું છે કે સ્ત્રીજાતિને વ્રત કે ઉપવાસ વિગેરે કરવાની જરૂર નથી સ્વામિની શુશ્રુષા એટલે સેવા ચાકરી કર્યાથીજ તેને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. જે સ્ત્રી પોતાનો સ્વામિ જીવતાં છતાં ઉપવાસ ને વ્રત કરે છે તે સ્ત્રી સ્વામિના આયુષ્યને હરણ કરે છે અને નરકમાં જાય છે. વળી બીજે એક સ્થળે લખ્યું છે કે, ઘર બાંધીને તેમાં વસવુ તે સુખને માટે છે અને તે સુખનું મુળ પત્ની છે.

એ પત્ની સારી, જ્ઞાનવાન, એટલ બધી વાતની જાણકાર, વિનયવતી, એટલે નમ્રતાવાળી, સ્વામિને વશ વર્તનારી, હોવાની ખરેખરી જરૂર છે.

સ્ત્રી જો સર્વદા ખીન્ન રહેતિ હોય અથવા જો સ્ત્રી પુરૂષ બન્નેના મન એક ના હોય તો તેના કરતાં વધારે દુખ બીજું કશુંએ નથી.

સ્ત્રીનું એક બીજુ નામ સહધર્મિણી છે. દક્ષ સંહિતામાં લખ્યું છે કે જે નિર્દોષિ અને પતિની સાથે એકસરખાં ધર્માચરણવાળી હોય તેજ ધર્મપત્ની થવાને યોગ્ય છે. સ્વામિના ધર્મથી ધર્મલાભ અને પાપથી પાપનો સંચય થાય છે તેમજ પરસ્પરના પાપ પુણ્યના અંશી છે. તેટલા માટે ધર્મ કર્મ કરવાની અંદર સ્વામિને ઉત્સાહ આપવો અને સહાય કરવી તેને પાપને રસ્તે ચડતાં અટકાવવો એ સ્ત્રીનું એક મુખ્ય કર્ત્તવ્ય છે. સત્કાર્ય કરવાને સ્વામીને ઉત્તેજીત કરવામા સ્ત્રીની અદ્વિતીય શક્તી અને ફરજ છે. જે સ્ત્રી એ પ્રમાણે નહિ કરતાં કેવળ સ્વામિને આત્મસુખમાં એટલે મનની મોજમાં રચ્યોપચ્યો જોઇ હેતભાવ દેખાડયા કરે તે સહધર્મિણીના નામને યોગ્ય નથી. મનુષ્ય હૃદયનુ ગૌરવપરમાર્થપરતામા એટલે બીજાનું કલ્યાણ કરવામા છે જે હૃદય બીજાના દુઃખથી ગળગળું થાય નહિ, બીજાને માટે પોતાનુ સુખ છોડી દેવાને સમર્થ નથી તે હૃદયને નીચ સમજવુ. આનામાં અને પશુનામાં કશો તફાવત નથી પરંતુ દુઃખની વાત છે કે શિક્ષાના અભાવે અને સ્વાર્થિપણાના દોષે, નારીઓના હૃદય પાષાણમય એટલે પથ્થરનાં થઇ ગયા છે.

અલંકારપ્રિયતા એટલે ઘરેણાગાઠાં પહેરવાની અભિલાષાએ આજકાલ રમણીઓમાં એક વિષેશ રોગ થઇ પડયો છે. વસ્ત્રાભૂષણથી સૌન્દર્યની વૃદ્ધિ થાય છે એ વાત ખરી છે. પરંતુ એવું સૌન્દર્ય વધારવાનુ વાસ્તવિક કારણ શુ છે તેનો ઘણી ખરી સ્ત્રીઓ વિચાર કરતી નથી પતિને સતોષ પમાડવો એજ એવાં લુગડા ઘરેણા પહેરવાનો એક માત્ર ઉદ્દેશ છે અને તેટલાજ માટે પૂર્વકાળની આર્ય રમણીઓ સ્વામીની આજ્ઞાને અનુસરીને વિચિત્ર વસ્ત્રાલકાર પહેરતી હતી. પરંતુ સ્વામી દૂર દેશ જાય કે બીજા ગમે તે કારણસર ઘેર ના હોય ત્યારે એવા વસ્ત્રાલંકારનો તેઓ પરિત્યાગ કરતી હતી મતલબ કે પોતે પોતાનું સુંદરપણું જોવાને માટે ઘરેણાંગાંઠાની કશી જરૂર નથી. પોતપોતાની શક્તી પ્રમાણે પોતાની સ્ત્રીઓને નાના પ્રકારના વસ્ત્રાલંકારથી સુશોભિત કરવામાં કાંઇ કસર રાખે નહિ. એવી અવસ્થામાં લુગડાં ઘરેણાને માટે સ્વામીને આગ્રહ કરવો અથવા કાયર કરવો તે યોગ્ય નથી અને શુશિલ ગૃહિણીનું એ કર્ત્તવ્ય નથી. પરંતુ દુઃખની વાત છે કે આજકાલ પતિના મનને તૃપ્ત કરવું અને સતોષ પમાડવો એ ઘરેણાંગાઠાનો ઉદ્દેશ રહ્યો નથી. પણ બીજાની આગળ મોટાં થવાની ઇચ્છા અને પોતાના ધન સંપતિની વડાઇ દેખાડવી અને ગર્વ કરવો એજ વસ્ત્રાલંકાર પહેરવાનો મોટામાં મોટો ઉદ્દેશ થઇ પડયો છે. કોઇ એક કવીએ બરાબર લખ્યું છે કે—

"અહંકાર શબ્દમાંના 'હ'ને બદલે 'લ' કરીને અલંકાર શબ્દની રચના કરેલી છે."

બહેનો કહેવાની મતલબ એટલીજ છે કે સ્વામીની અવસ્થામા કદાપિ ફેરફાર થઇ જાય અથવા બીજાની સાથે સરખામણીમા કદાપી હિનદશા દેખાય તો તેથી કરીને કદી પણ અસંતોષ જણાવવો નહિ.

બહેનો સ્ત્રીના જીવનનું સર્વસ્વ અને પતિના ખરા આદરનુ ધન એ સતીત્વ અપાર્થિવ છે. એટલે પૃથ્વિપરનું નથી, અને તેથી કરીનેજ જગતમાં તેની પૂજા થાય છે. અને સતિઓના પુણ્યપવિત્રનામ પ્રાતઃસ્મરણીય થઇ રહ્યાં છે. આ સંસારની અંદર મનુષ્યને વિપથગામી કરનારી અનંત લાલચો રહેલી છે. તેથી દરેક પળે સાવધાન રહેવામાં ન આવે તો આ લોભ લાલચોથી ભરપુર સંસારની અંદર આત્મરક્ષા કરીને ચાલવું બહુજ કઠણ થઇ પડે છે.

વૃથા અભિમાન કરીને અથવા છેક સાધારણ કારણથી રડતા, રડતાં, આંખો લુછી સાલ્લાનો છેડો ભીજવી દેઇને સ્વામીના સ્નેહભાવ અર્થાત દયાદૃષ્ટિનું આકર્ષણ કરવાની તજવીજ કરવી એ અજ્ઞાન સ્ત્રીઓનું કામ છે, તરૂણ ઉમરની સ્ત્રીઓમા એવા દોષોનું પ્રબળ બહુ દેખાય છે, તેઓ એમ ધારે છે કે રડી રડીને સ્વામીનુ હૃદય પીગળાવી નાંખવાને સમર્થ થઇશ અને તેથી હમેશા નાના બાળકની પેઠે એ મહાસ્ત્રના જોરે જયલાભ મેળવવાની તજવીજ કર્યા કરે છે પરતુ મારા સમજવા પ્રમાણે તેમના એવા પ્રયત્નનું ફળ અન્યરૂપ થઈ પડે છે. પ્રથમ તો ક્રોધ એ પ્રેમનો મહાજબરદસ્ત શત્રુ છે.

બીજો બાધ કોઇ પણ બાબતમાં એકદમ મત બાંધી બેસવાની કુટેવ છે. સ્ત્રી કોઇ કામ કરે તો સ્વામીએ સહસા તેનો દોષ નક્કી માની બેસવો નહિ. અને પતિ કોઇ કામ કરે તો સ્ત્રીએ એકદમ તેને દોષવાન ઠરાવી દેવો નહિ. એમ સહસા નિશ્ચય કરી બેસવું એ મોટામાં મોટો દોષ છે.

ત્રીજો અવગુણ અવિશ્વાસીપણું છે. જુઠુ બોલનાર ઇર્ષા કરનાર આપસ્વાર્થી અને નિંદાખોર સ્ત્રીના આચરણથી સ્વામિ સુખી થઇ શકે નહિ, તેમજ એવા આચરણવાળા સ્વામિની સ્ત્રી કદાપી સુખી થઇ શકે નહિ. તેટલા માટે જો જેઓ પરસ્પર પ્રેમભાવ પ્રાપ્ત કરવા ચહાતાં હોય તેમણે જેથી હલકાપણું કે નીચપણું અને અવિશ્વાસ ઉત્પન્ન થાય તેનો અવશ્યે ત્યાગ કરવો જોઇએ.

ચોથું તિક્ષણ બુદ્ધિનો અભાવ—એટલે જેની બુદ્ધિ જોરાવર ના હોય તે ઉંડા પ્રેમભાવ કદાપિ ઉત્પન્ન કરી શકે તોપણ તેનું રક્ષણ તેનાથી થઇ

શકે નહિ; એટલે એવી ઓછી બુદ્ધિની અબળાઓ પ્રેમભાવ નિરંતર ટકાવી રાખવાને અશક્ત હોય છે સેંકડો જણાની પરાઇ સલાહ અને મસલત ઉપર આધાર રાખીને બેસી નહિ રહેતાં પોતાની બુદ્ધિના બળથી જે સારો સારો સુજે તે પ્રમાણે વર્તતી નથી તેના એવા શકાશીલપણાથી રહેતે રહેતે સ્વામિની અશ્રદ્ધાને પાત્ર થઇ પડે છે.

તેટલા માટે વિદ્યાભ્યાસ કરતી વેળાએ જેઓ બુદ્ધિને પરિપકવ અને સતેજ, બળવાંન કરવાના અખાડા કરે છે. તેઓએ મનની અંદર સમજી રાખવું જોઇએ કે તેમના પોતાના સુખના માર્ગની અંદર તેઓ પોતેજ કાંટા વાવે છે.

પાચમું સંદિગ્ધચિત્ર—એટલે મનની અંદર સંદેહ રાખવાની ટેવ વિશ્વાસ એ બંધુત્વનો પ્રાણ છે. જે ખરેખરા અંતઃકરણથી વિશ્વાસ કરી ન શકે તે વિવાહ કરી શકે છે ખરાં પરંતુ સુખની આશા તો તેમણે બીલકુલ કદીએ રાખવી નહિ.

છઠું આળસુપણું—જો આળશને બહુ ચહાતાં હો તો ગાઢ દાંપત્ય સુખની આશાનો ત્યાગ કરવો જોઇએ. પરિશ્રમ, શીલતા—એટલે મહેનતુંપણું એ એક મોટો ધર્મ છે તેટલા માટે ગૃહિણીએ જો શ્રદ્ધાને પાત્ર થવાની ઇચ્છા હોય તો આળશને છોડી દેવી જોઇએ. પરિશ્રમ કરવામાં જ ઠીક છે નઠારાં પાપી કર્મ શાવાય બીજા કોઇપણ કામને હલકું ગણીને તેનેઃ તિરસ્કાર કરવો નહિ પણ સામાન્ય કામ પણ જરૂરનું હોય તો તે કરવાને તૈયાર થવુ, આળસનો અનાદાર અને નિરસ્કાર કોણ નથી કરતું સર્વ મનુષ્યના જીવનનો એક સત્ય ઉદ્દેશ હોવો જોઇએ દરેક મનુષ્યના હાથમાં હાથમા એક પણ એવુ કામ જોઇએ કે જલદીથી પૂરૂ થઇ જાય નહિ, અને દૈનિક એટલે નીત્યના કામકાજમાથી પરવારીને જેમાં રોકાવાનું બની શકે એવુ કામ હોવાથી જીંદગી ભારરૂપ અથવા નકામી લાગતી નથી.

## કરકસર અને સંધરો.

કરકસર અને સધરો એ ગુણ ગૃહિણીને માટે ખાસ જરૂરનો છે. જીંદગીની શરૂઆતથી જ કરકસરથી ખરચ કરનાર થવાને પ્રયત્ન કરતાં નથી તેમની પાસેથી સ્વદેશ, સ્વજાતિ, અથવા સમાજ એમાંનું કોઇપણ કશીએ આશા રાખતાં નથી. જીંદગી ચલવવાને માટે ધનનું ખરેખરૂં પ્રયોજન છે અને આપણી આ પૃથિવ એવા ધનની ખાલી હોવા છતાં પણુ તે ઉપાર્જન કરવાને એટલે પેદા કરવાને માટે પ્રયત્ન, પરિશ્રમ અને સંધરાની અવશ્યે જરૂર છે. સંધરો કર્યાથી મૂડી એકઠી થઇ શકે છે તેટલા માટે માત્ર એકલું ઉપાર્જન કરવાથી કાંઇ ચાલી શકે નહિ પણ ઉપાર્જન કરેલા દ્રવ્યનું યત્નથી રક્ષણ કરીને યોગ્ય કરકસરથી, તેનો ખરચને સધરો કરવો જોઇએ.

ધન કોને કહે છે અને શી રીતે ઉપાર્જન કરવામાં આવે, એવા અર્થ શાસ્ત્રોના પ્રશ્નોનો વિચાર અને ખુલાસો કરવો એ આજના વ્યાખ્યાનનો ઉદ્દેશ નથી પરંતુ તેનો ખરચ અને સંગ્રહ કેવી રીતે કરવો જોઇએ તે સંબંધી ટુંકામા વિવેચન કરવાની જ મારી મતલબ છે.

બહેનો પુરૂષોએ ધન ઉપાર્જન કરવુ અને સ્ત્રીઓએ તે ધનનું પ્રયત્ન પૂર્વક રક્ષણ કરીને યોગ્ય કરકસરથી તેનો ખરચ અને સગ્રહ કરવો એવો આ દુનીયાનો સાધારણ વ્યવહાર છે. આપણા સ્મૃતિ શાસ્ત્રોમાં એક સ્થળે એવું લખેલુ છે કે ગૃહિણીઓએ દીવસના શેષ ભાગે એટલે રાત્રીએ ઉપજ અને ખર્ચનો વિચાર કરવામાં રોકાવુ જોઇએ. વળી અગ્નિપુરાણમાં એક પ્રસંગે એવુ જણાવ્યુ છે કે સ્ત્રી જો હાથ બહુ છૂટો રાખીને ખર્ચ કરે તો સ્વામિ તેનો પરિત્યાગ કરી શકે છે.

કોઇ એક યુરોપીયન પંડિતે કહ્યુ છે કે નાની નાની દેખાય તેથી કરીને હલકી વસ્તુઓનો અનાદર કરતા નહિ ઝીણા ઝીણા રેતીના કણો એકઠા મળી પર્વત, નાની નાની ઘડીઓ એકઠી મળી વરસ, અને નાના નાના બનાવો એકઠા મળી મનુષ્યની જીંદગાની બની રહે છે.

આપણે ધનવાન માણસોને કોઇ કોઇ વાર કંજુસના નામથી કલંકીત થતા જોઇએ છીએ, કારણ કે તેઓ ખર્ચની ઝીણામાં ઝીણી બાબત વિષે પણ બરીકાઇથી તપાસ કરીને જુવે છે, પણ વિચાર કરી જોવાથી સમજવામાં આવશે કે તેઓ એ પ્રમાણે ન કરે તો જે ખરચ થયો હોય તે ખરો છે કે ખોટો તે સમજવામાં ન આવે.

બહેનો આ સંબંધમાં એક શીખામણ લેવા લાયક કહાણી તમોને સંભળાવિશ કે જેથી સમજવામા આવશે કે હલકી બાબતોઉપર પણ નજર રાખવાની કેટલી આવશ્યકતા છે.

વિલાયતમાં માનચેસ્ટર કરીને એક શહેર છે ત્યાંના એક કારીગરે તેજ શહેરના એક ઉંચા કુળના અમીરની મીલકત ખરીદ કરી, એ કામમા તે વેચનાર લેનારની વચ્ચે એવો બંદોબસ્ત થયો કે ઘરના જે ઠેકાણે જે કાંઇ સરસામાન હોય તે સઘળો એ મીલકત વેચાતી લેનારનો ગણાશે. પછી જ્યારે પેલો કારીગર તે ઘરનો કબજો લેવા ગયો ત્યારે તેની અંદરની એક છાજલી જ્યાં હતિ ત્યા નહિ જોયાથી તે વિષે પેલા વેચનાર અમીરને પુછતાં તેણે એવો જવાબ દીધો કે મેં તે છાજલી બીજે ઠેકાણે મુકી છે. આટલી મોટી મીલકતની અંદર એક નાની છાજલીને માટે તમે આટલા બધા આકળવિકળ થશો એવો મને કદી વિચાર પણ થયો નહોતો તે સાંભળીને તેના ઉત્તરમાં તેણે કહ્યું કે શેઠ સાહેબ જો મેં મારા અત્યાર સુધી

ના સઘળા જીવનમાં નાની નાની જણસોના ઉપર એવી રીતની નજર રાખી ના હોત તો હું આપની આ મીલકત કોઇપણ દીવસ ખરીદ કરી શકત નહિ અને આપે જો એ પ્રમાણે ઝીણી ઝીણી વસ્તુઓના ઉપર ખૂબ બારીક નજર રાખી હોત તો આપને આપની મીલકત વેચી દેવાની પણ વખતે જરૂર ના પડત.

તેટલા માટે બહેનો ખરેખરા વિચાર ને કરકસરથી ખરચ કરવાની અને ધનનો સંગ્રહ કરવાની ઇચ્છા હોય તો હીસાબ રાખ્યા વિના જરા કે ખરચ કરવો નહિ માટે જે ગૃહિણીઓએ કેળવણી લેવાની આવશ્યકતા છે. મને કહેતા શરમ આવે છે કે એવી પણ અનેક ગૃહિણીઓ છે કે જેઓ બરાબર રીતસર હિસાબ કિતાબ રાખે એ વાત તો દૂર રહિ પણ ભૂલ પડયા વિના અનુક્રમે વીસથી વધારે સંખ્યા ગણી શકવાને પણ સમર્થ હોતી નથી.

કુટુંબ પરિવાર પ્રત્યે ગૃહિણીઓનુ કર્તવ્ય એ વિષે કહેવાનું કે—

भरणं पोष्य वर्गस्य प्रशस्तं
स्वर्ग साधनम् । नरकं पीडने चास्य
तस्माद यत्ने नत भरेत्

આસંગ લિપ્સા એટલે પરસ્પર એકત્રે વાસ કરીને રહેવાની ઇચ્છા માણુસોમાં સ્વાભાવિક છે, એવી ઇચ્છાને આધિન થઇને જ લોકો સમાજ અને પરિવાર બાંધીને રહે છે. પરિવારનુ સુખ પરસ્પર સ્નેહ મમતામાં રહેલું છે, એટલે પોતે પેમ અને સ્નેહ મમતા રાખી તથા દેખાડીને સામાનો પ્રેમ અને સ્નેહ મમતા મેળવ્યાથી એવું સુખ મેળવાય છે અને એવા પેમ અને સ્નેહ મમતાનું ક્રિડા સ્થળ પરિવાર જ છે. તે પિતા માતા વિગેરે ગુરૂજનોના હૃદયમા સ્નેહ સ્વરૂપે, પુત્ર કન્યાઓ વિગેરેના હૃદયમાં ભક્તિ સ્વરૂપે, અને સ્વામિ સ્ત્રીના હૃદયમા પ્રેમ સ્વરૂપે વિરાજમાન થઇને પરિવારીક સુખની વ્યવસ્થા કરે છે. એવો પરિવાર જ ખરેખર વાસ્તવિક સુખિ પરિવાર છે કે જેની અંદરનું પ્રત્યેક જણુ પરસ્પરના સુખની વૃદ્ધિ કરવાને માટે નિરંતર યત્ન અને ઉદ્યોગ કરે છે. ભાઇ ભાઇ એકબીજાથી જુદા જુદા રહિને સંસારની અંદર જે વિષમ અનર્થ ઉત્પન્ન કરે છે તેનું કારણ જોવા જઇશુંતો ઘણે ખરે ઠેકાણે ગૃહિણીઓ જ હોય છે. સ્ત્રી જાતિની અંદર શિક્ષણની ખોટ એજ આમ થવાનું મુખ્ય કારણ છે.

તેટલા માટે મનુષ્ય માત્રને પરિવારની અંદર પરસ્પરની સાથે કેવી રીતે વર્ત્તવુ જોઇએ તે વિષેનું જ્ઞાન હોવાની ગૃહિણીઓને આવશ્યકતા છે;

માણસની ઉમર ને અવસ્થાના ફેરફારની સાથે જ તેના કર્ત્તવ્ય કર્મોનો પણ ફેરફાર થતો રહે છે, કારણકે એક વખતે જે કન્યા હોય છે તેજ સમયાન્તરે આગળ ઉપર પાછી જનની એટલે માતા બને છે, એક વખતે જે પુત્રવધુ હોય છે તે સાસુ થાય છે, એવી રીતે સમય, અવસ્થા અને સંબંધના ફેરફાર પ્રમાણે એક જ સ્ત્રીને જુદી જુદી જાતનાં કર્ત્તવ્ય કર્મ કરવાની જરૂર પડે છે.

## રાંધવું અને પીરસવું.

આહાર એ જ મનુષ્યના સુખ સ્વચ્છંદનો હેતુ છે. રૂપ, રંગ, બળ, તેજ, અને સમસ્ત પ્રકારનો દેહીક વ્યાપાર, શારીરિક ક્રીયા કલાપ, એટલુજ નહિ પણ, જીવન સુદ્ધાં એ આહારને આધીન છે. આવિ રીતના આહારનો ભાર આપણા દેશમા નારી જાતિના ઉપર જ નિર્દયપણે નાખાં દીધેલો છે.

આજકાલ રસોઇ કરવાની આવશ્યકતા અને પરિવારના માણસોને ખાવાપિવાનું, પીરસવાની જરૂર વિગેરે બાબતો વિષે ઉપદેશ કરવો એ શરમ ભરેલી અને દુઃખની વાત છે. ધાવણા છોકરાને ધવડાવવુ તે સ્ત્રીઓ માત્રનુ કર્ત્તવ્ય છે. તેમ પરિવારનાં માણસોને જમવા પીરસવાનું પણ તેમનું ખરેખરૂ અગત્યનું કર્ત્તવ્ય છે. સહેજસાજ લખતા વાચતા આવડયાથી અમે તો ભણેલા ગણેલા છીએ એમ ભ્રમરાઇમા રહિને ઘણીક તરૂણીઓ એવી જાતના સઘળાં કામકાજમાં જતઇએ તેટલુ લક્ષ દેવાની ગરજ પણ રાખતી નથી ખાવાના પદાર્થોને મુખ્યત્વે ચાર ભાગમાં વહેંચી શકાય, જેવા કે, ચાવીને ખાવાના, ચુશીને ખાવાના, ચાટીને ખાવાના અને પીવાના વળી એ પદાર્થોના સ્વાદ અથવા રસ મુખ્ય છ પ્રકારના છે, પાકશાસ્ત્રમાં સઘળા મળીને એકંદર ૬૩ ત્રેસઠ પ્રકારના એવા મીશ્ર રસોનું વર્ણન કરેલું છે, એ બધાના નામ અત્યારે કહિ સંભળાવવાનો વખત નથી. ટુકામાં કહેવાનું કે ગૃહિણીઓએ તે જાણવાની ઘણી જરૂર છે.

બહેનો ઘરની ખાવા પીવાની વસ્તુઓ અને સીધાં સામાનને તૈયાર કરવો એ ગૃહિણીનું મુખ્ય કર્ત્તવ્ય છે પણ તે કામમાં ઘણીજ સ્વચ્છતા રાખવી એ તમારૂં ઘણું જ અગત્યનું કામ છે, ખોરાક સ્વચ્છતાથી તૈયાર ન થાય તો જીંદગીને નુકસાન પણ કરી નાખે છે. રસોઇના વાસણો ઘણાંજ ચોખ્ખાં રહેવાં જોઇએ કારણ કે વાસણમાં ચોંટી રહેલા જરા જેટલા એઠવાડમાં બીજે દહાડે અસંખ્ય જંતુઓ ખાનારના પેટમાં જઇ અનેક દરદો પેદ કરે છે.

બહેનો આ વાત નજીવી કે હસવા જેવી નથી, માટે તમારાં વાસણો, રસોડું, અને ભોજનશાળા એવી સ્વચ્છ રાખો કે માખી આવેજ નહિ. આપણા કુટુંબના પુરૂષ વર્ગ ખાવા પીવામાં મોટેભાગે સ્ત્રીવર્ગની સત્તા નીચે છે. બહેનો આ ઉત્તમ અધીકારનો કેવો ઉપયોગ કરવો, તેનો તમે વિચાર કરો, ઘરનાં માણસોને તમે જેવો ખોરાક તૈયાર કરીને આપો છો, તેવો તેઓ જમે છે, તમારાં ઘરના માણસોની તન્દુરસ્તીની આખી ચાવી તમારા હાથમાં છે, તમે ધારો તો તેમને સાદાં મીતાહારી અને સાત્વિક પ્રકૃતિનાં બનાવી શકો છો, તેમજ તમે ધારો તો તેમને સ્વાદીયા અને તામસી પ્રકૃતિનાં પણ બનાવો છો, જે ઘરની સમજુ સ્ત્રીઓ, આ વાતને સમજી શકે છે, તેઓ પોતાની સમજણનો ઉપયોગ કરીને ઘરનાં માણસોના ખાન-પાન ઉપર સારા અંકુશ રાખી શકે છે, પણ દુર્ભાગ્યે એવી શાણી સ્ત્રીઓ હાલમાં થોડી જોવામાં આવે છે. ખાનપાનની શરીર ઉપર અને મન ઉપર શું અસર થાય છે તેનું ઘણીખરી સ્ત્રીઓને જ્ઞાન નથી. અને તેનુ પરિણામ કુટુંબની આરોગ્યતા ઉપર ઘણુજ ખરાબ આવે છે.

મારી વિદુષિ બહેનો તમારે પાકશાસ્ત્રમાં ઘણુંજ પ્રવિણ થવું જોઇએ અને એ પ્રવિણતાનો ઉપયોગ આખો દીવસ જીભના સ્વાદ ઉપર નહિ ચલાવવા પણ તમારા ઘરના માણસોની તન્દુરસ્તી પુરતો કરવો એવી મારી તમોને ખાસ ભલામણ છે.

બહેનો શારિરીક આરોગ્ય અર્થાત તન્દુરસ્તીના સંબધમાં આપણા કુટુંબોમાં ભારે અજ્ઞાન ચાલે છે એ વિષયમાં વિસ્તારથી કહેવાનો આ સમય નથી, ટુંકામા એટલુજ કે કુટુંબમા કોઇપણ માંદું પડે તો ગૃહિણીએ ઘણી સંભાળથી તેની સારવાર કરવી, મોટી મોટી હૉસ્પીટાલોમાં એ કામ પરિચારીકા ( એટલે માદાની માવજત કરનાર સ્ત્રી) કરે છે સ્ત્રીઓનુ હૃદય બહુ કોમળ અને દયાળુ હોય છે અને તેથી પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે વિશ્વાસપાત્ર છે, પણ તે કામ જેટલુ અગત્યનુ છે એટલુજ જોખમનુ અને જવાબદારીનું છે. માટે કુટુંબોની વિશ્વાસપાત્ર પરિચારિકા બનવા માટે તમારે પરિચર્યાના એટલે દરદીની સારવાર સંબંધી ઉપયોગી પુસ્તકો વાંચીને તેનુ સારૂં જ્ઞાન મેળવવુ જોઇએ. મંદવાડ શા કારણથી આવ્યો તેનો તપાસ કરવા, ખરાબ હવા, બહુ તાપ, બહુ ટાઢ, ખરાબ પાણી, અંધારૂં અને ખાવાપીવા માં બેદરકારી, એ મંદવાડનાં મુખ્ય કારણો છે માટે એ સર્વ વાતો તરફ તમે બારીક લક્ષ આપીને તપાસ કરવાની આદત રાખજો. બહેનો હવા, અજવાળું અને પાણી એ ત્રણ વસ્તુની કીમત આપણાં અજ્ઞાન કુંટુંબો ભૂલી ગયાં છે.

## અતિથી પ્રત્યે ગૃહિણીનું કર્ત્તવ્ય.

**गुरुरग्नि· द्विजातिनां वर्णनां ब्राह्मणो गुरुः**
**पतिरेको गुरुस्त्रीणां सर्वत्राभ्यागतो गुरु**

હવે ગૃહિણીઓ જ્યારે ઘરની અધિકારીણી છે: ત્યારે અતિથીનો સત્કાર કરવો એ તેઓનુંજ મુખ્ય કર્ત્તવ્ય છે, ગૃહધર્મ નામના પુસ્તકમા લખ્યુ છે છે કે ઘરની ગૃહિણીઓ અતિથીની સેવા કરે અન્નપાનાદિથી, ઉદારતાથી તેમને સંતોષે અને સરલ ભાવથી તેમની સાથે હળીમળી જાય તથા સજ્જનતા દેખાડે તેના ઘરમાં લક્ષ્મી વાસ કરે છે. બહેનો દ્રૌપદીનુ આખ્યાન વાંચશો તો તમારા જાણવામાં આવશે કે, તે રાજકન્યા અને રાજરાણી હોવા છતાં પણ પોતે અતિથીની સેવામાં તત્પર રહેતી, ગૃહસ્થાશ્રમ, પરોપકારને માટે છે. જો ગૃહસ્થાશ્રમનો મહિમા સમજીને વર્ત્તશો તો ગૃહસ્થાશ્રમવડે તમે ઘણુ અને ઘણાંનું કલ્યાણ કરી શકશો. બીજાઓનું કલ્યાણ કરવું એજ ગૃહસ્થાશ્રમીનો મુખ્ય ધર્મ છે. અને ગૃહિણીની મુખ્ય ફરજ છે.

બહેનો જે ગૃહસ્થાશ્રમમાં તમે પ્રવેશ કરેલો છે તે ગૃહસ્થાશ્રમ કેવો હોવો જોઇએ તેને માટે સુભાષિત્ રત્નભાંડારગારનુ વચન છે કે—

**सानंदं सदनं सुतास्तु सुधिः कांताऽमृतं भाषिणी ।**
**इच्छा ज्ञानधनं स्वयोषिति रतिस्वाज्ञा परासेवकाः ॥**
**आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे ॥**
**साधोसंग मुपासते हि सततं धन्योपि गृहस्थाश्रम ॥**

જે ઘરમાં આનંદનો વાસ હોય, જેના ઘરના પુત્રો સારી બુદ્ધિવાળા હોય, જે ઘરની સ્ત્રીઓની વાણી મીઠી હોય, જેના ઘરમા જ્ઞાન એજ ધન મનાતુ હોય, જે ઘરમાં પોતાની પત્ની ઉપર પ્રેમ હોય, જે ઘરના ચાકરો આજ્ઞાંકીત હોય, જે ઘરમાં અતિથીની સારી બરદાસ થતી હોય, જે ઘરમા રોજ શિવનું એટલે કલ્યાણનું પૂજન થતું હોય અર્થાત બીજાઓનુ કલ્યાણ કેવી રીતે કરવું તેનોજ વિચાર ચાલતો હોય, જે ઘરમાં મધુર અન્નપાન થતાં હોય, જે ઘરનાં માણસોને નિત્ય સાધુ એટલે સજ્જન પુરૂષોનો સમાગમ થતો હોય તે ઘર અને તે ગૃહસ્થાશ્રમને ધન્ય છે.

મારી સુજ્ઞ બહેનો આ બધુ કર્ત્તવ્ય ગૃહિણીનું છે આ બધું જાણવાની તમારે ખાસ જરૂર છે, અને તે જાણવા માટે વિદ્યાભ્યાસ કરવાની ખાસ આવશ્યકતા છે. માટે આળસનો ત્યાગ કરી ઉઠો અને તમારી ઘોર નીદ્રાનો

ત્યાગ કરી આગળની ખોવાયેલી તમારી ઉન્નતિ મેળવવા પ્રયત્ન કરો બહેનો વિદ્યા વિના આપણી સ્થીતિ કેવી અધમ થઇ ગઇ છે તેના માટે એક વિદૃષિ સન્નારિએ "૧૯૧૩ ના એપ્રિલ માસના સુંદરીસુબોધ નામના માસિકમા આપેલી ગજલ હુ આપ બહેનોની સમક્ષ વાંચી સંભળાવુ છુ."

**ગજલ.**

ઉઠો બહેનો ભણો વિદ્યા, તમે જો માન ચહાતા હો
મરેલ તમારી જાતિને, ઉઠાવા પાછી ચહાતાં હો
પશુ ને શુદ્ર નીમ તોલે, ગણત્રી થઇ તમારી હા
પગરખુ પાય ડાબાનું, મળી પદવિ નઠારી આ
તમારા જન્મને વખતે, ન વાગે ઢોલ વાજાંઓ
કહે પડી પેટરે બાઇ, લીએ છે રોઇ છાજીઆંઓ
તમોને ગાળમા ભુંડી, મરી જા રાડ કહેવાયે
છોકરાને તો વિરો વહાલો, જીવો વેણે વધાવાયે
બી. એ. એમ. એ. સુધિ, પુત્રો ભણી વિદ્વાન થાયેછે.
તમારી બુદ્ધિ તો એમ. એ બી. એ. નામોની મ્હોટેછે
સરસ્વતિ, ભારતી, વિદ્યા, સ્ત્રીજાતી શબ્દ આવે છે
થવા તે રૂપ સંસ્કૃત માતૃ–ભાષા તમને કહાવે છે
ગુરૂકુળો મહાવિદ્યા–લયો કન્યા તણા ખોલો
સીતા, ગાર્ગી, મૈત્રી, સુલભા, તણા શસ્ત્રે ગુણો તોલો
બતાવી દો યૂરોપ, જાપાન, અમેરીકાની નારીને
તમારૂ લોહી આર્યાનું, સકળ સદ્ગુણ ધારીને
એનીબીસેન્ટ નિવેદિતા થીયે વધજો સ્વધર્માંથ
અને ફ્લૉરેન્સ નાઇન્ટીંગેલ, સમ જીવોજ પરમાર્થે
બનો બહુ અઘોર કામિનીઓ, સુજ્ઞાનેયુક્ત યોગીનીઓ
રૂડી પત્ની જનની બનજો, ભારતપુત્રી તપસ્વીનીઓ
ધરોને કર્મ સંન્યાસો, ઉદય રવિ જેથી પ્રકટાયે
પ્રતાપિ મંત્ર દષ્ટ થઈ, નમાવો વિશ્વ તમ પાયે.

માટે મારી દયાની દેવીઓ તમે પણ વિદ્યાભ્યાસ કરી પૂર્વે થઇ ગયેલી સતીઓમાંના એક બનો.

બહેનો અને વિદ્વાન મહાશયો વિષયાન્તર થવા માટે હું આપ સર્વેની ક્ષમા માગું છું. અને પત્નીને કેળવવાની પતિની જવાબદારી તે વિષે મેં વાંચેલો ટુંક નિબંધ આપની સમક્ષ કહેવા માટે હુ આપ મહાનુભાવોની રજા લેઉ છું.

આપણા હિંદુઓમાં લગ્ન કરેલી સ્ત્રીઓની કેળવણીનો સવાલ મુશ્કેલ છે. નાની ઉમરમાં છોકરીઓનાં લગ્ન થતાં પહેલાં કેટલી કન્યાઓ પોતાને ત્યાં જે કેળવણી લે છે એ શબ્દને લાયકની ગણાય નહિ. બાળલગ્નને લીધે મા બાપને ઘેર યોગ્ય કેળવણી મેળવવાનો સંભવ બીલકુલ રહેતો નથી, એટલે લગ્ન પછી જ સ્ત્રીઓને કેળવણીનો ખરો સવાલ ઉભો થાય છે. આપણા હિંદુ સંસારમાં પરણેલી સ્ત્રીઓ મોટી સંખ્યામા અજ્ઞાન જણાય છે. માબાપને ત્યાં જેઓએ કેળવણી લીધી નથી તથા જેઓએ થોડી ઘણી નામની કેળવણી લીધી છે તેઓને વધતી કેળવણી આપવાની મુખ્ય ફરજ પતિઓની છે પણ આસપાસ નજરે કરતા જણાશે કે કેટલા પતિઓ પોતાની ફરજ બજાવેછે. જેઓએ ઉચી કેળવણી નથી લીધી તેતો જાણે પોતાની ફરજ ન બજાવે તે ઠીક, પણ જેણે કેળવણીના મીઠાં ફળ ચાખ્યા છે તેઓમાંથી, સેંકડે એક પણ પોતાની ફરજ બજાવે છે કે ‘ સંસારમાં જેને પોતાની ભાગીદાર બનાવી છે તે જ ભાગીદાર તરફ બેદરકારી બતાવનાર કેળવાયેલાનો આજે કયા ટોટોછે. જાહેર સભામાં મોટા ભાષણો આપનારાઓ જનસમાજને સુધારવાનો પ્રયત્ન કરનારા પુરૂષો પણ ઘરમાં પોતાની સ્ત્રી પાછળ રોજનો એક કલાક પણ ગુજારતા નથી, અને સ્ત્રીઓ અજ્ઞાન રહે છે તેનો દોષ બીચારી સ્ત્રીઓના માથે નાખે છે.

મરહુમ જસ્ટીસ રાનડેએ પોતાની સ્ત્રી પાછળ જાહેર હીલચાલમાં ભાગ લેવા સાથે દરરોજ કલાકો ગુજાર્યા હતા. રાનાડે આ દુનીયા તજી ગયા છે, પણ રમાબાઇ રાનડે સ્વર્ગવાસી પાછળ જે કાર્ય બજાવિ રહ્યાં છે તેના માટે ધન્યવાદ આપ્યા વગર કોઇ રહી શકશે નહિ. હુ ખાત્રીથી કહું છું કે પતિઓ જ્યાં સુધી પોતાની સ્ત્રીઓને સુધારવા પાછળ દરકાર કરશે નહિ ત્યા સુધી સ્ત્રીઓ અજ્ઞાન રહેવાની અને તેનો દોષ સ્ત્રીઓને માથે નથી પણ પુરૂષોને જ માથે છે. પરણેલી સ્ત્રીઓને શીક્ષણ આપવા માટે બપોરના વખતમાં વર્ગો ઉઘાડવાની ઘણી જરૂર છે પણ તે વર્ગો જે કામ બજાવશે તેના કરતાં મારા ધારવા પ્રમાણે પતિઓ જો દરકાર રાખશે તો વધુ સારૂં કામ કરી શકશે. આ નિબંધ પુરો કરતાં મારે જણાવવુ જોઇએ કે, પરણેલી સ્ત્રીઓ જે અજ્ઞાન દશા ભોગવે છે તેની જવાબદારી પુરૂષોને માથે છે. મારી અલ્પમતિ પ્રમાણે મને જે રૂચ્યુ તે આપની સમક્ષ મેં જણાવ્યું છે તો થએલી ભૂલ માટે મારી વિદ્વાન બહેનો તથા વિદ્વાન મહાશયો ક્ષમા આપશે.

લી. બ્હેન કમળાલક્ષ્મી પ્રહ્લાદજીભાઇનાં દીકરી.

ॐ

# બ્રાહ્મણધર્મ-(માસિક પત્ર).

આ માસિક દર ગુજરાતી માસની પૂર્ણિમાએ મુંબાઈથી પ્રગટ થાય છે. તેમાં સાંસારિક ધાર્મિક અને નૈતિક વિષયોપર વિદ્વત્તાયુક્ત લેખો લખવામાં આવે છે, તેના સંપાદક તરીકે ગાયકવાડી સ્ટેટના માજી સુબા રા. રા. પ્રહલાદજીભાઈ સેવકરામ કામ કરે છે તથા અન્ય વિદ્વાનોના અતિ ઉપયોગી લેખો આવે છે. તેના ચાલકો તપોધન બ્રાહ્મણો છે છતાં તેમાં બ્રાહ્મણો. તપોધન બ્રાહ્મણો અને સર્વ વર્ણના હિતના લેખો પ્રગટ થાય છે. અત. સર્વ મહાશયોને અને ખાસ કરીને તપોધન બ્રાહ્મણોને આ માસિકના ગ્રાહક થઇ તેને ઉત્તેજન આપવા વિનંતિ કરવામાં આવે છે. વાર્ષિક લવાજમ રૂ. ૧).

ઠેકાણું—
બ્રાહ્મણધર્મ ઓફિસ,
સોની ગલી—ધનજીભાઈ ક્રોસ.
ભાનેરા ચાળા—મુંબાઈ નં. ૨

લી૦ સેવક,
છગનલાલ જગન્નાથ.
વ્યવસ્થાપક.